એ સર્વથા સ્વાભાવિક અને ઉચિત જ છે. મારા પોતાના અનુભવ ઉપરથી હું ખાતરીપૂર્વક કહું છું કે મેવાડના ઉદ્ધારને માટે મંત્રીશ્વર ભામાશાહે જે સ્વાર્પણ કર્યું છે, તે અલૌકિક જ છે અને તેથી મેવાડના ઉદ્ધારનો બધો યશ તેમને આપવાને મહારાણાશ્રીએ જે ઉદ્ગારો કહાડ્યા છે, તે સત્યજ છે. મેવાડનો ઉદ્ધાર કરનાર મંત્રીશ્વર ભામાશાહજ છે; તેમનીજ સહાયથી આપણને વિજય મળ્યો છે અને તેમનીજ સલાહથી આપણે આ શુભ દિવસ જોવા ભાગ્યશાલી થઈ શકયા છીએ. ગુણવાન પુરૂષો પોતાના ગુણની થતી પ્રશંસાને સાંભળવાનું પસંદ કરતાં નથી, એ ન્યાયે જો મંત્રીશ્વર ભામાશાહ પોતાની પ્રશંસાને સાંભળવાને ઈચ્છતા ન હોય, તો તે સ્વાભાવિકજ છે, પરંતુ તેમણે પોતાના અખુટ ધનનો દેશના ઉદ્ધારને માટે જે ભોગ આપ્યો છે, તે પ્રશંસાનેજ પાત્ર છે. ”

આ પ્રમાણે બોલીને ગોવિંદસિંહ બેસી જતા પુનઃ ‘મહારાણા પ્રતાપસિંહનો જય, મેવાડના ઉદ્ધારકર્ત્તાનો જય અને જન્મભૂમિ મેવાડનો જય,’ એ ત્રણ જયકારોથી દરબાર ગાજી રહ્યો. ક્ષણવાર રહી દરબાર બરખાસ્ત કરવાની આજ્ઞા મહારાણાએ આપતાં દરબારીઓ મહારાણાને નમન કરીને આનંદમગ્ન થતા થતા ચાલ્યા ગયા. મહારાણા અને યુવરાજ પોતાનાં મહાલયોમાં ગયા અને મંત્રીશ્વર ભામાશાહ, કૃષ્ણલાલ અને કર્મસિંહ ત્રણે સાથે ભામાશાહના આવાસે ગયા. દરબાર જોવાને એકત્ર થયેલું સ્ત્રીમંડળ પણ વિવિધ વાર્તાલાપ કરતું સ્વસ્થાનકે ચાલ્યું ગયું.

આ દરબારની ઘટના બન્યા પછી યુવરાજને રાજ્યાભિષેક કરવાની તૈયારીઓ ચાલી રહી. યુવરાજ અમરસિંહનો રાજ્યાભિષેક અને રૂકિમણીની સાથે તેનું લગ્ન એ બન્ને ક્રિયાઓ સાથેજ થવાની હોવાથી ઉદયપુરમાં ચોતરફ આનંદ પથરાઇ ગયો હતો. રાજ્યાભિષેક તથા લગ્નની તૈયારીઓ થઇ રહેતાં યોગ્ય મુહૂર્તે બન્ને શુભ કાર્યોને કરવામાં આવ્યાં. યુવરાજનાં લગ્ન થયાં પછી કર્મસિંહ તથા કુસુમનાં લગ્ન પણ થઈ ગયાં. આ પ્રમાણે ઉભય પ્રેમી યુગલો લગ્નની પવિત્ર ગાંઠથી એકત્ર થઇને સ્વર્ગીય સુખનો અનુભવ કરવા

લાગ્યાં. અમરસિંહને મેવાડના રાજ્યનો ભાર સોંપ્યા પછી તથા કૃષ્ણલાલને મંત્રીશ્વરની પદવી આપ્યા પછી મહારાણા પ્રતાપસિંહ દેવી પદ્માવતી તથા અલકાસુંદરી સાથે ઉદયપુરના ઉપવનમાં સરોવરના તટે પર્ણકુટીઓ બાંધી રહેવા લાગ્યા અને મંત્રીશ્વર ભામાશાહ પણ તેમની સાથે રહેવાને ગયા.

વાચક બન્ધુઓ અને વ્હેનો! અત્રે આ ઐતિહાસિક નવલકથા સંપૂર્ણ થાય છે. મેવાડના ભાગ્યવિધાયક મંત્રીશ્વર ભામાશાહની વીરતા, દ્રઢતા અને સ્વદેશભક્તિથી મેવાડનો પુનરૂદ્ધાર થયો હતો, એ વાતને માત્ર અમેજ કહીએ છીએ તેમ નથી; કિન્તુ બધા ઇતિહાસકારો એમજ કહે છે અને તેથી મંત્રીશ્વર ભામાશાહને મેવાડનો ઉદ્ધારકર્ત્તાનું બિરૂદ મળેલુ હતું. આજે તે વીરશિરોમણી પ્રતાપસિંહ નથી, તેમ મેવાડનો ઉદ્ધારકર્ત્તા સ્વદેશભક્ત ભામાશાહ પણ નથી પરંતુ એ ઉભય પુરૂષોત્તમ વીરોની કીર્તિ સમસ્ત હિન્દુસ્તાનમાં ચોતરફ ગવાઇ રહી છે અને એજ એમના અમરત્વનું સુચિન્હ છે. એક જૈન–દયાધર્મને પાળનારા વણિકના હાથે તેની અપૂર્વ ઉદારતાથી મેવાડનો પુનરૂદ્ધાર થયો, એ જૈન ઇતિહાસની સર્વોત્તમ ઉજ્જવળ ઘટના હોવાથી સમસ્ત જૈનીઓને માટે અત્યંત ગૌરવનો વિષય છે. પરમાત્મા જૈનીઓના હાથે દેશ, સમાજ અને ધર્મની સેવાનાં આવાં અનેક કાર્યો કરવાનો સુઅવસર પુનઃ પુનઃ આપે, એજ અંતઃકરણની તિવ્ર શુભેચ્છા છે. અસ્તુ.

ધન્ય છે, પ્રતાપસિંહ તમારી દ્રઢતાને ! અને ધન્ય છે, ભામાશાહ તમારી ઉદારતાને !



श्री

# આત્માનન્દ પ્રકાશ.

જૈન કોમમાં અતિ ફેલાવા સાથે પ્રખ્યાતિ પામેલું આ માસિક આ સભા તરફથી છવીશ વર્ષ થયા પ્રતિમાસે પ્રગટ કરવામા આવે છે. તેમાં આવતા ધાર્મિક, વ્યવહારિક અને નૈતિક સંબંધી ઉત્તમ લેખોથી આપણી કોમમાં પ્રસિદ્ધ થતાં માસિકોમા તે પ્રથમ પંકિત ધરાવે છે. દર વર્ષે તેના ગ્રાહકોને વાંચનનો બહોળો લાભ આપવા સાથે, વર્ષ પૂર્ણ થતાં પહેલાં નવીન દ્રવ્યાનુયોગ, ઐતિહાસિક વિગેરેના વિષયથી ભરપૂર ઉત્તમ ગ્રંથ સુંદર બાઈન્ડીંગથી અલંકૃત કરી દર વર્ષે ભેટ આપવામા આવે છે. એકજ પદ્ધતિએ આવી ભેટનો લાભ દર વર્ષે આ માસિકજ આપે છે. હાલમાં તેનું છવીશમું વર્ષ ચાલે છે. દરેક માસિક અને પેપરવાળાએ સખ્ત મોઘવારીના સબબે લવાજમ વધાર્યું, છતાં અમોએ સમાજને ઉદારતાથી વાંચવાનો લાભ આપવા તેનું તેજ લવાજમ રાખ્યું છે અને ભેટની બુક પણ સુંદર આપવાનો ક્રમ ચાલુ રાખ્યો છે; તેથી ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે. વળી ગુરુભક્તિ નિમિત્તે પ્રગટ થતાં આ માસિકની ગ્રાહકોની બહોળી સંખ્યા તેજ તેની ઉત્તમતાનો પુરાવો છે વાર્ષિક મૂલ્ય રૂા, ૧–૦–૦ પોસ્ટેજ ચાર આના મળી રૂા ૧–૪–૦ રાખવામા આવેલ છે. તેના પ્રમાણમા લાભ વિશેષ છે. નફો જ્ઞાન ખાતામા વપરાય છે, જેથી દરેક જૈન બંધુઓએ તેના ગ્રાહક થઈ અવશ્ય લાભ લેવા ચુકવું નહિ.

श्री

# આત્માનન્દ પ્રકાશ.

જૈન કોમમાં અતિ ફેલાવા સાથે પ્રખ્યાતિ પામેલું આ માસિક આ સભા તરફથી છવીશ વર્ષ થયા પ્રતિમાસે પ્રગટ કરવામાં આવે છે. તેમા આવતા ધાર્મિક, વ્યવહારિક અને નૈતિક સંબંધી ઉત્તમ લેખોથી આપણી કોમમાં પ્રસિદ્ધ થતાં માસિકોમા તે પ્રથમ પંકિત ધરાવે છે. દર વર્ષે તેના ગ્રાહકોને વાંચનનો બ્હોળો લાભ આપવા સાથે, વર્ષ પૂર્ણ થતાં પહેલાં નવીન દ્રવ્યાનુયોગ, ઐતિહાસિક વિગેરેના વિષયથી ભરપૂર ઉત્તમ ગ્રંથ સુંદર બાઈન્ડીંગથી અલંકૃત કરી દર વર્ષે ભેટ આપવામા આવે છે. એકજ પદ્ધતિએ આવી ભેટનો લાભ દર વર્ષે આ માસિકજ આપે છે. હાલમાં તેનું છવીશમું વર્ષ ચાલે છે. દરેક માસિક અને પેપરવાળાએ સખ્ત મોંધવારીના સબબે લવાજમ વધાર્યું, છતાં અમોએ સમાજને ઉદારતાથી વાંચવાનો લાભ આપવા તેનું તેજ લવાજમ રાખ્યું છે અમે ભેટની બુક પણ સુંદર આપવાનો ક્રમ ચાલુ રાખ્યો છે; તેથી ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે. વળી ગુરૂભક્તિ નિમિત્તે પ્રગટ થતાં આ માસિકની ગ્રાહકોની બ્હોળી સંખ્યા તેજ તેની ઉત્તમતાનો પુરાવો છે વાર્ષિક મૂલ્ય રૂ. ૧–૦–૦ પોસ્ટેજ ચાર આના મળી રૂ. ૧–૪–૦ રાખવામાં આવેલ છે. તેના પ્રમાણમાં લાભ વિશેષ છે. નફો જ્ઞાન ખાતામા વપરાય છે, જેથી દરેક જૈન બંધુઓએ તેના ગ્રાહક થઈ અવશ્ય લાભ લેવા ચુકવું નહિં.